# મહિલાઓની રોજી પ્રાપ્તિ

## (સીમાઓ અને તકાદાઓ)

• લેખક •

ડૉ. શહેનાઝ બેગમ

• અનુવાદ •

એમ.એમ. અન્સારી (વફા જોનપુરી)

# પ્રસ્તાવના

વર્તમાન યુગે સારી એવી પ્રગતિ સાધી છે અને ભૌતિક વિકાસનો રથ તીવ્ર ગતિએ દોડી રહ્યો છે.સમયની સાથે સાથે વિવિધ વિચારધારા અને દષ્ટિકોણ આવતા-જતા રહ્યા, પરંતુ સ્ત્રી વિભિન્ન કારણોસર ચર્ચાના કેન્દ્રમાં રહી. પ્રાચીન સમયને જોઈએ તો સ્ત્રીઓને પાપનું મૂળ કે આત્માવિહીન અને નર્કના દ્વાર તરીકે માનવામાં આવતી. માનવગૌરવ સાથે જીવવા તેને કોઈ અધિકારો પ્રાપ્ત ન હતા, ધાર્મિક માન્યતાઓ અને સામાજિક પરંપરાઓના અત્યાચારનો ભોગ બનતી રહી.

૧૮મી સદીમાં સ્ત્રી અધિકારોની ચળવળ ચાલી તો આધુનિક યુગ એક બીજી ચરમસીમાએ પહોંચી ગયું, અને સ્ત્રીને બજારની વચ્ચે લાવીને ઊભી કરી દીધી. મુક્ત વાતાવરણ, અસીમિત સ્વતંત્રતા અને સ્વાર્થી મૂડીવાદી માનસિકતાએ તેનું નારીત્વ ઝૂંટવી લીધું. ઘરની બહાર આવતાં કંઈક અંશે આર્થિક ઉન્નતિ તો થઈ પરંતુ તેની સામે પારિવારિક વ્યવસ્થા વેર-વિખેર થઈ ગઇ. નવી સામાજિક, માનસિકઅને નૈતિક સમસ્યાઓ ઊભી થઈ. સ્ત્રીને લગતા વિવિધ પ્રકારના ગુનાઓમાં વૃદ્ધિ થઈ, જેને એક મોટું નુકસાન કહી શકાય અને તેથી જ મિખાઈલ ગોર્બાચોવે prostroica નામના આંદોલનની શરૂઆત કરી કે જેથી સ્ત્રીને પાછી ઘરમાં લાવી શકાય અને પારિવારિક વ્યવસ્થાને અસ્ત-વ્યસ્ત થતી બચાવી શકાય.

જ્યાં સુધી સ્ત્રી પ્રત્યે સમાજનો દ્રષ્ટિકોણ ન બદલાય, તેનો માનવી તરીકેનો આદર સન્માન ન જળવાય ત્યાં સુધી ન તો સાચી પ્રગતિ થઈ શકે છે અને ન જ સભ્ય તથા આદર્શ સમાજનું નિર્માણ થઈ શકે છે. મહિલાઓ પ્રત્યે એક સંતુલિત અભિગમ કેળવવાની જરૂર છે. ઈસ્લામી જીવન પદ્ધતિનું ઊંડાઈથી અધ્યયન કરવામાં આવે તો સદીઓથી વર્તાતી ખોટની પૂર્તિ થઈ શકે છે. દુર્ભાગ્યવશ વર્તમાન મુસ્લિમ સમાજે પણ સ્ત્રીને તે સ્થાન નથી આપ્યું જેની તે હકદાર હતી.

કુર્આન અને હઝરત મુહમ્મદ સ.અ.વ.ની સુન્નત (વાણી-વર્તન)માં સ્ત્રીના જે અધિકારોનું વર્ણન કરવામાં આવ્યું છે તેના થકી મુસ્લિમ સ્ત્રીઓએ વ્યવસાય સહિત જીવનના વિવિધ ક્ષેત્રમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે. પ્રસ્તુત પુસ્તિકામાં લેખિકાએ સુંદર રીતે મહિલાઓની રોજી પ્રાપ્તિ, તેની હદો અને તકાદાઓની ઇસ્લામી પરિપેક્ષ્યમાં વિવેકપૂર્ણ ચર્ચા કરી છે. ખાસ કરીને સ્ત્રીઓ આ નાનકડી પુસ્તિકાનું અધ્યયન જરૂર કરશે તેવી આશા છે. આ પુસ્તિકા મહિલાની રોજી બાબતે સમાજમાં પ્રવર્તતી ગેરસમજણોને પણ દૂર કરવામાં મદદરૂપ થશે. હું અલ્લાહથી પ્રાર્થના કરૂં છે કે તે પુસ્તિકા પ્રકાશન પાછળના ધ્યેયને સફળતા આપે.

**શકીલઅહમદ રાજપૂત**
પ્રમુખ, ઈસ્લામી સાહિત્ય પ્રકાશન

# મહિલાઓની રોજી પ્રાપ્તિ સીમાઓ અને તકાદાઓ

આજે રોજી પ્રાપ્તિની ધૂન દરેકને માથે સવાર છે. ભૌતિકવાદની આ એક અદ્ભૂત કરૂણતા છે કે સ્ત્રી હોય કે પુરુષ દરેક વ્યક્તિ પૈસા કમાવવાની ચિંતામાં પરેશાન છે. આ યુગ ભૌતિકતાલક્ષી છે. યુવક હોય કે યુવતી, વિદ્યાકાળનો નિશ્ચિત સમયગાળો પૂરો થતાં જ તેઓ કેરિયર બનાવવા માટે પ્રયત્નશીલ થઈ જાય છે. અને ધીરે-ધીરે કંઈક અંશે તો પોતાના શોખ અને સ્વપ્નાઓ સાકાર કરવા માટે અને કંઈક અંશે પતિની, વાલીઓ અને વડીલોની અસર હેઠળ તે પોતાને સંપૂર્ણપણે કેરિયરલક્ષી બનાવી બેસે છે. પછી થોડાક વર્ષોના પ્રયત્નોથી તેને પોતાના સ્વપ્નાઓ સાકાર થતા દેખાય છે. છેવટે પોતાની મહેનત, પ્રયત્ન અને બલિદાનોને કારણે તેને એક ઉમદા કે સાધારણ નોકરી મળી જાય છે, અને તેને એવું લાગે છે કે જાણે દુનિયામાં જ તેને સ્વર્ગ મળી ગયું. આ દોડભાગનું છેવટે કારણ શું છે ? સૌ પ્રથમ તો એક પાયાની વાતને સમજવી પડશે કે આજના માનવીનું મગજ સંપૂર્ણ રીતે નહીં તો મહ્દઅંશે પશ્ચિમ કેન્દ્રિત થઈ ગયું છે. પશ્ચિમની વિચારધારા તેમજ દૃષ્ટિકોણની એના જીવન ઉપર ઊંડી છાપ પડી છે. તે પોતાના જીવનના દરેક નિર્ણય કે કાર્યમાં પશ્ચિમની અસરથી પ્રભાવિત થઈને વિચારે છે અને તેને જ અનુરૂપ વર્તે છે. અને આ અસરો એ મુસલમાનોને પણ અત્યંત પ્રભાવિત કર્યા છે. પરિણામે ન તો તેને ઇસ્લામ વિશે પૂરી જાણકારી હોય છે, ન તો ઇસ્લામી મૂલ્યો અને વિચારધારા વિશે કશું સમજે છે. આ સિવાય જે કંઈ સમસ્યાઓ પણ વ્યક્તિના જીવનને સ્પર્શે છે, એમાં પણ આજનો મુસલમાન પશ્ચિમના જ વિચારોને શ્રેષ્ઠ સમજે છે.

ઇસ્લામે જે સામાજિક વાતાવરણ સર્જવાનો વિચાર પ્રસ્તુત કર્યો છે, વાસ્તવિક રીતે તેનો કોઈ જ સકારાત્મક નમૂનો આજના યુગમાં જોવા મળતો નથી. માટે પશ્ચિમ-કેન્દ્રી મુસ્લિમ આજે તો એ પણ સમજી શકતો નથી કે આવી કોઈ સમાજ વ્યવસ્થા સંભવ છે ખરી ? મુસ્લિમ સમાજમાં કેટલીક સમસ્યાઓ (જે મુસલમાનોની લાપરવાહી અને દીનથી દૂર હોવાને કારણે પેદા થાય છે)નો હવાલો આપી આખા ઇસ્લામી કાયદાને આજનો મુસલમાન પોતે પણ બદનામ કરે છે અને જે અન્ય લોકો તેની મજાક-મશ્કરી કરે છે, તેમનો પણ સાથ આપે છે. આજે મુસલમાનોમાં સ્ત્રીઓના હક્કો અંગે ખૂબ જ ઓછી સભાનતા દેખાય છે. એમની નિષ્ક્રિયતાને

લીધે ઈસ્લામની પવિત્રતા ખતરામાં મુકાઈ ગઈ છે. એક જીવન વ્યવસ્થાની કલ્પના સ્વરૂપે ઈસ્લામ જે સંતુલન પ્રસ્તુત કરે છે, તે હવે દેખાતું જ નથી. આ પરિસ્થિતિમાં રોજી પ્રાપ્તિમાં સ્ત્રીની શું ભૂમિકા છે, કેવી પરિસ્થિતિમાં તે રોજી પ્રાપ્તિ માટે સક્રિય બને અથવા આ વિશે ઈસ્લામની સીમાઓ અને તકાદાઓ શું છે? આ અંગે ચર્ચા કરતાં પહેલાં એ વાત સમજવી પડશે કે ઈસ્લામની આજીવિકા વ્યવસ્થા શું છે?

એક પુરુષ અને એક સ્ત્રીના લગ્ન સાથે એક કુટુંબ અસ્તિત્વમાં આવે છે. એક એક કુટુંબ ભેગા થઈ એક સમાજ બને છે. આમ પ્રત્યેક કુટુંબનું સ્થાન મકાનના (પાયાની) ઈંટ સમાન હોય છે. જો એક ઈંટ પણ વ્યવસ્થિત ન હોય તો મકાનની મજબૂતાઈ જોખમાય. એવી જ રીતે જો એક કુટુંબનું પણ ઘડતર ખોટા માર્ગે થાય તો શ્રેષ્ઠ સમાજ અસ્તિત્વમાં ન આવી શકે. કોઈ પણ કુટુંબને ચલાવવા, તેની પાયાની જરૂરિયાતો સંતોષવા, અને બાળકોના શિક્ષણ, હરવા-ફરવા તથા ઘડતર (તાલીમ) માટે રોજગારીનું મહત્ત્વ અને આવશ્યકતા છે. કુટુંબમાં પતિ, પત્ની, બાળકો, ઘણીવાર પતિના માતા-પિતા, અને ભાઈ-બહેનનો સમાવેશ થાય છે. એમના ભરણ-પોષણની જવાબદારી કોણ ઉપાડે? એમના માટે આજીવિકાનું માધ્યમ કોણ શોધે, અને બાળકોના શિક્ષણ-ભણતરને લગતી જરૂરિયાતો કોણ પૂરી કરે? આ પ્રશ્નનો જવાબ ઈસ્લામે આ આપ્યો કે આ જવાબદારી પુરુષની છે. કુટુંબની સર્વાંગી પરિસ્થિતિને સુરક્ષિત રાખવાની શિખામણ ઈસ્લામે આપી કે, પુરુષ ભરણ-પોષણ માટે રોજી પ્રાપ્ત કરવાની શોધખોળમાં લાગી જશે અને સ્ત્રી કુટુંબના સભ્યોની સાર-સંભાળ રાખશે અને જે રોજી પુરુષ હાંસલ કરશે તેને કર-કસર સાથે શ્રેષ્ઠ રીતે કુટુંબના ભરણ-પોષણ પાછળ ખર્ચશે. એવી જ રીતે જીવનની જે કલ્પના ઈસ્લામે આપી છે, એમાં સ્ત્રી અને પુરુષની જવાબદારીઓને કુદરતી, માનસિક અને શારીરિક દૃષ્ટિએ વહેંચી દીધી છે. આ વહેંચણી (Distribution) અંતર્ગત ઈસ્લામે રોજી હાંસલ કરવાની જવાબદારી પુરુષ પર નાખી છે. અને પુરુષોને રોજી શોધવા માટે પ્રોત્સાહન આપ્યું છે. સ્ત્રીને એની પ્રકૃતિ મુજબ કુટુંબ વ્યવસ્થાપનની તમામ જવાબદારીઓ સુંદર રીતે પૂરી પાડવા માટે પ્રોત્સાહન આપ્યું. અને તેમને ભરણ-પોષણની જવાબદારીમાંથી મુક્ત કરી. આમ સ્ત્રી-પુરુષને એક સંસ્કૃતિના નિરૂપણ માટે સમાન રીતે સહભાગી ગણાવ્યા.

સૂરઃ તોબામાં છે: ''ઈમાનવાળા પુરુષ અને ઈમાનવાળી સ્ત્રીઓ એક બીજાના મદદગાર છે. સારી વાતોનો આદેશ કરે છે અને બૂરી વાતોથી રોકે છે.''

પરંતુ આનાથી એવી ગેરસમજ પેદા ન થવી જોઈએ કે ઈસ્લામે સ્ત્રીને રોજી શોધવાની સદંતર મનાઈ કરી છે. નહિ ! ઈસ્લામે સ્ત્રીઓને ઘરથી બહાર કામ

કરવાની, રોજી માટે પ્રયત્નો કરવાની તેમજ હલાલ રોજી પ્રાપ્ત કરવાની પરવાનગી આપી છે. પરંતુ આ વાતની દરકાર રાખી છે કે, આના લીધે તેનું કુટુંબ નકારાત્મક (Negative) રીતે પ્રભાવિત ન થાય. અને તેમની કૌટુંબિક જવાબદારીઓ પાછળ ધકેલાઈ ન જાય. આ દષ્ટિકોણથી જોવામાં આવે તો આ પ્રશ્ન જ સદંતર ઉપસ્થિત થતો નથી કે સ્ત્રીઓને રોજી પ્રાપ્ત કરવા માટે મજબૂર કરવામાં આવે, અથવા આ વિષય ઉપર ચર્ચા-વિચારણા કરવામાં આવે કે, સ્ત્રીઓ રોજી શોધવા પ્રયત્ન કરી શકે કે કેમ ? પરિસ્થિતિવશ જો કોઈ સ્ત્રીને આ વિશે નિર્ણય કરવો પડે તો ઈસ્લામે તેને એવો નિર્ણય કરવાની સ્વતંત્રતા આપી છે. એ શરતે કે તેની પાયાની જવાબદારીઓ પ્રભાવિત ન થાય, નહિંતર તે ગુનેગાર ઠરશે. બિલકુલ એવી જ રીતે કે જેવી રીતે પુરુષના કિસ્સામાં બને. જો તે રોજી પ્રાપ્ત કરવાની જવાબદારી ન સંભાળે અથવા તેમાં જાણી-બૂઝીને આળસ કરે. જો કોઈ કુટુંબનો પુરુષ કોઈ જાઇઝ કે શરઈ કારણસર કે બીમારીને કારણે પોતાના કુટુંબનો ખર્ચ ઉપાડી ન શકે અને તે કુટુંબની સ્ત્રી રોજી પ્રાપ્ત કરવા પાત્ર છે, તો આવા કિસ્સામાં સ્ત્રી રોજી પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરશે. અને આ પ્રયત્નનો તેને બેવડો બદલો મળશે. અથવા એવું પણ બની શકે કે કોઈ કુટુંબમાં કોઈ પુરુષ નથી, સ્ત્રી વિધવા છે અને તેની સામે તેના બાળકોના ભરણ-પોષણની સમસ્યા છે. આવી પરિસ્થિતિમાં તે રોજી પ્રાપ્ત કરી શકે છે. આવી રીતે સામાન્ય જીવનમાંથી આવા અનેક ઉદાહરણો આપણને મળી શકે છે જ્યાં સ્ત્રી માટે જો કે કમાવવું જરૂરી નથી પરંતુ પરિસ્થિતિ એવી છે કે જેના કારણે આમ જરૂરી બની જાય છે કે તે કમાય તો ઈસ્લામે તેને પૂરી પરવાનગી આપી છે. એટલું જ નહિં, જરૂર ન પણ હોય, ફક્ત પોતાની લાયકાતને સુરક્ષિત રાખવા માટે પણ કોઈ સ્ત્રીને એવું લાગે કે તેને પોતાની આવડત મુજબ કામમાં લાગી જવું જોઈએ, તો આવી પરિસ્થિતિમાં પણ ઈસ્લામે તેના પર ન તો કોઈ પ્રતિબંધ લગાવ્યો છે, ન તો નોકરી કરવાની મનાઈ કરી છે.

કેટલીક વિદ્યા અને કળા એવી છે કે જેમાં સ્ત્રીઓની લાયકાતની જ સવિશેષ જરૂર હોય છે. ફક્ત મહિલા સંસ્થાઓ, કન્યા શાળા, કૉલેજો કે ટેક્નિકલ સંસ્થાઓ, મહિલા હૉસ્પિટલ, મહિલાઓની બિનસરકારી સંસ્થાઓ (NGO) જે સામાજિક અને કલ્યાણલક્ષી કાર્યો કરે છે. અને અન્ય એવા સ્થળે કે જ્યાં કન્યાઓનું ઘડતર થઈ રહ્યું હોય, જ્યાં માત્ર મહિલા શિક્ષક અને ટેક્નિકલ વ્યક્તિઓ (Technical Hand)ની જ જરૂર હોય છે. આવી સંસ્થાઓમાં સ્ત્રીઓની જરૂર હોય છે. આમ ફક્ત સ્ત્રીઓની અન્ય સંસ્થાઓ પણ ઘણી હોય છે જ્યાં સ્ત્રીઓ જ નોકરી કરે છે

અને આ બધું જ કામ સ્ત્રીઓ જ સારી રીતે પૂરૂં પાડી શકે છે. જો ઈસ્લામે સ્ત્રીઓને ઘર બહારના કામો કરવાથી સદંતર રોકી હોત તો મોટી પરેશાની થાત. પરંતુ ઈસ્લામે આમ કર્યું નથી. પરંતુ સ્ત્રીઓને માલ-મિલકતની માલિકીના હક્કોની સાથે-સાથે ધંધા-વ્યાપાર કરવાની સ્વતંત્રતા પણ આપી છે. આનાથી વિરુદ્ધ પશ્ચિમે સ્ત્રીઓને જ ધંધાનું સાધન બનાવી દીધી છે અને તેને એક ધંધાકીય દાસીનો દરજ્જો આપી દીધો છે. ત્યાં આ હકીકતની તદ્દન અવગણના કરવામાં આવી છે કે સ્ત્રીની પોતાની પણ કોઈ ઇજ્જત છે. ઈસ્લામે આ વાતને નજર સમક્ષ રાખી કે સ્ત્રી કુદરતી રીતે નાજુક (કોમળ) છે અને ઘણાં એવા કામો કરી શકતી નથી જે સખત મહેનત માંગી લે છે. જો કોઈ સ્ત્રી ઉપર તેની શક્તિથી વધારે કાર્યબોજ નાખે તો તે એક જુલ્મ (અન્યાય) કહેવાય. જ્યારે સ્ત્રી યુવાવસ્થામાં હોય છે ત્યારે પણ ગર્ભ, પરિશ્રમ, માસિક સ્રાવ, અને સુવાવડની તકલીફો તેના માટે પરેશાની અને તકલીફદાયક હોય છે. આ સમયગાળામાં સ્ત્રી એ બેવડા ભાર સહન કરવાને કારણે મોટે ભાગે પોતાનું સ્વાસ્થ્ય ગુમાવી બેસે છે. આવા સમયે તેને સંપૂર્ણ આરામની જરૂર હોય છે, શારીરિક રીતે પણ અને માનસિક રીતે પણ. આ સમય દરમ્યાન વધુ દબાણ (Stress) તેના માટે નુકસાનકારક નીવડી શકે. દેખીતી રીતે વંશવૃધ્ધિ માટે તંદુરસ્ત માતાની જરૂર છે અને તેનો પૂરેપૂરો ખયાલ ઈસ્લામે રાખ્યો છે. પરંતુ પશ્ચિમે આ મુદ્દાની તદ્દન અવગણના કરી છે. પશ્ચિમી વિચારલક્ષી લોકોનું માનવું છે કે સ્ત્રી ઉક્ત સમયગાળામાં પણ યંત્રની માફક ઘરે અને બહાર બન્ને જરૂરિયાતોને પૂરી કરતી રહે. સ્ત્રી સ્વતંત્રતાનો નારો લગાવનારા એ ભૂલી જાય છે કે આ સ્ત્રીની સ્વતંત્રતા નથી પરંતુ ગુલામી છે. આ ધંધાકીય આઝાદીના સ્થાને વાસ્તવમાં ધંધાકીય કેદ છે જેમાં તેઓ સ્ત્રીને ધકેલી રહ્યા છે અને એના નકારાત્મક પરિણામો પણ જોવા મળી રહ્યા છે. માટે સંતુલિત ઢબે સ્ત્રીના હક્કોના વિદ્વાન (Moderate Feminist) જેવા Betty Freidan વિગેરેએ તો આ બાબત અંગે એટલે સુધી ધ્યાન દોર્યું છે કે, આવો પ્રયોગ તદ્દન કડવો રહ્યો છે. સ્ત્રી પોતાને ધંધાકીય બંધનમાં નાખીને જે બલિદાન આપી રહી છે તે તેના માટે વિશેષ સફળ સાબિત થયું નથી. પરિણામે બીજા તબક્કામાં તેમનો નારો રસોડા તરફ પરત (Back to the kitchen)નો રહ્યો છે. આજે પણ સમાનતાના બધાં જ નારા છતાં ખુદ પશ્ચિમનો પુરુષ પ્રધાન સમાજ (Male Dominated Society) સ્ત્રીને લશ્કરી નોકરી કે ભારે મશીનો ચલાવવાના કામની નોકરી નથી આપતો. એટલે સુધી કે નાજુક

ઑપરેશનોમાં પણ પુરુષ ડૉક્ટરની જરૂરત અને સહકાર ઉપર જ વધુ ભાર મૂકે છે. ખાનગી ક્ષેત્રોમાં તો કેટલીક જગ્યાએ આજે પણ સ્ત્રીનું વેતન પુરુષની તુલનામાં ઓછું છે. જ્યારે કે એવા જ દેશોમાં સ્ત્રી અને પુરુષના વેતનમાં ભેદભાવ રાખવો એ કાયદાકીય ગુનો માનવામાં આવે છે.

સ્ત્રી જ્યારે રોજી-ધંધાની શોધ-ખોળ માટે પુરુષ સાથે કદમથી કદમ મિલાવે છે ત્યારે એક વધુ સંઘર્ષ સમાજમાં ઉદ્‌ભવે છે. તે છે નાના બાળકોની દેખરેખ તેમજ ઉછેર અને સાર-સંભાળની સમસ્યા. આ સમસ્યાનો ઉકેલ આધુનિક યુગે એવું આપ્યું છે કે આવા બાળકોની દેખરેખ માટે ક્રેચિઝ (Creches) અને (Play Houses)ની વ્યવસ્થા કરી જેથી નોકરી કરનારી સ્ત્રીઓના બાળકોને ઓફિસના સમય પૂરતાં મહનેતાણું લઈ ધંધાકીય આયા સંભાળી લે. અને તેઓ નિશ્ચિંત થઈ પોતાની નોકરી ચાલુ રાખી શકે. આમ તો આ ઉકેલ પ્રશંસનીય અને સરળ કહેવાય છે. આનું ઉમળકાભેર સ્વાગત કરવામાં આવ્યું: જાણે કે બાળકો ન હોય પણ કોઈ નિર્જીવ વસ્તુ હોય જેની સાર-સંભાળ રાખવી છે. આનાથી દેખીતી રીતે સ્ત્રીની ધંધાકીય શોધ-ખોળમાં તો કોઈ વિક્ષેપ ન પડ્યો પરંતુ માનવીનું બાળક કોઈ પ્રાણીનું બચ્ચું કે નિર્જીવ વસ્તુ તો નથી જ ! બાળપણથી જ બાળકની અંદર એક પ્રકારની માનસિકતા હોય છે. પોતાની માતાના પાલવ નીચે રહેવાની, માને ભેટી રહેવાની અને માના ખોળામાં તોફાન-મસ્તી કરવાની. આ માનસિકતાને ધીમે-ધીમે કચડવાથી બાળકની અંદર એક તીવ્ર પ્રતિક્રિયા પેદા થાય છે. અને વંચિત હોવાની લાગણી પ્રબળ થવા લાગે છે. દિવસે સાત આઠ કે દસ કલાક માથી દૂર રહેવાને કારણે તે માથી માનસિક અને મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ અંતરનો અનુભવ કરવા લાગે છે. નોકરીથી પરત ફર્યા પછી એક મા ચોક્કસ પોતાના બાળકને પોતાની સાથે પરત ઘરે લઈ જાય છે, પરંતુ તે એ સમયે એટલી તો થાકેલી હોય છે કે તે બાળકની સાથે રહીને પણ તેને સમય આપી શકતી નથી. તેની માગણીઓ (ઇચ્છાંઓ) પૂરી કરી શકતી નથી અને વાત-વાતમાં છંછેડાઈ ક્રોધિત પણ થઈ જાય છે, જેની નકારાત્મક અસર બાળક ઉપર ચોક્કસ પડે છે. બાળકની અંદર વંચિત રહેવાનો અહેસાસ વધુ પ્રબળ બની જાય છે. જો બાળકનો પિતા આ શૂન્યાવકાશને ભરવાની કોશિશ કરે છે તો કેટલીકવાર એનાથી સમસ્યા કંઈક અંશે ઉકેલાઈ જાય છે, પરંતુ આ વાત પણ તદ્દન સ્વાભાવિક છે કે પિતા તે માતાનું સ્થાન લઈ શકતો નથી. એક બાળક પિતા વગર કે તેની સંભાળ વગર રહી શકે છે. તેને વધારે પરેશાની થતી નથી પરંતુ માતાની દેખરેખ વગર બાળક બિલકુલ રહી શકતો નથી. અને તેનું મન એના બાળપણથી જ ઝેરથી ભરાવા લાગે છે. આગળ જતાં આવા બાળકો ભાંગફોડિયા થવા લાગે છે. અથવા એકલા-અટૂલા રહેવા ટેવાઈ જાય છે. એમનામાં ચિડિયાપણું વધારે આવી જાય છે. અને સમાજ

સાથે એમનો મજબૂત સંબંધ બંધાઈ શકતો નથી. મોટી વયે એવા બાળકોમાં વિવિધ માનસિક રોગો પણ પેદા થવાની સંભાવના રહે છે.

નોકરી-રોજગાર માટે સ્ત્રી એક બીજું બલિદાન આપી રહી છે અને તે છે સંસ્કારનું બલિદાન! આ તેના માટે અને તેના વ્યક્તિત્વ માટે કાતિલ ઝેરથી ઓછું નથી. આ કડવા સત્યથી કોણ અજાણ છે કે આજે સમગ્ર વિશ્વ ઉપર પુરુષોના પ્રભુત્વનું વર્ચસ્વ છે ! પુરુષ સ્ત્રીને પ્રાપ્ત કરવા અને પોતાના હિત માટે તેનો ઉપયોગ કરવા નવી નવી રીતો શોધીને તેનાથી પુષ્કળ ફાયદો ઉઠાવી રહ્યો છે. ક્યારેક મૉડેલના નામે, ક્યારેક બ્યુટી ક્વિનની છબીઓ દ્વારા, અને ક્યારેક ફિલ્મી અભિનેત્રીના રૂપમાં આ નાદાનને સતત મૂર્ખ બનાવવામાં આવી રહી છે. આ બધી ભૂમિકાઓમાં સ્ત્રીનું જાતીય શોષણ થઈ રહ્યું છે. આના માટે તેને થોડાક પૈસા મળી રહે છે. જો કે જેઓના માટે તે કામ કરે છે તેઓ કરોડોનો ધંધો કરી લે છે. આજે આ ઉપયોગલક્ષી કે ઉપભોગતાવાદ (Consumerism)ના સમયમાં તો આ કામ વધુ પ્રિય બની ગયુ છે. ખૂબ જ ચતુરાઈપૂર્વક પ્રથમ સ્ત્રીને માનસિક રીતે તૈયાર કરવામાં આવે છે. કારણ કે તેનું જાતીય આકર્ષણ (Sex appeal) એક એવી શક્તિ છે જેનાથી તે લાખો દિલો ઉપર રાજ કરી શકે છે. તેના સૌંદર્યની પ્રશંસા કરીને તેને મૉડેલ ગર્લનું બિરુદ આપીને અને જાત-જાતનીજાળમાં ફસાવી તેને રાજમાર્ગો, કલબો, ડાન્સબારો અને નાના-મોટા પડદા ઉપર નગ્ન, અર્ધ-નગ્ન હાલતમાં પ્રદર્શિત કરવામાં આવી અને જેટલી વધુ નીડરતા, આ વિષયમાં તેનામાં આવી તેટલા વધુ પ્રમાણમાં તેને કહેવાતી સફળતાની મંજિલ સર કરવામાં સરળતા થઈ. આમ પુરુષ તેને પોતાના ઇશારે નચાવી રહ્યો છે. અને તેની આંખો ઉપર પટ્ટી બંધાયેલી છે. આથી રોજગારીના લાભ માટે તેને દગો અને પ્રપંચો આપીને તેને મૂડીવાદીઓ અને ઉપયોગલક્ષી કે ઉપભોગતાવાદીઓ બન્ને લૂંટી રહ્યા છે.

આજની વ્યક્તિની જરૂરિયાતો એટલી પુષ્કળ થઈ ગઈ છે કે કહેવાય છે કે જ્યાં સુધી પુરુષ સાથે સ્ત્રી પણ રોજગારીની શોધ-ખોળમાં સામેલ ન થાય તેમની પૂર્ણતાનો કોઈ માર્ગ નીકળતો નથી. અને તેનો એકમાત્ર ઉકેલ નોકરીમાં સ્ત્રીનું સહભાગી થવું છે. આ વલણ વાસ્તવમાં પશ્ચિમે જ ફેલાવ્યુ છે. પરંતુ હવે લગભગ તમામ દેશો (Third World Countries)માં સ્ત્રીની નોકરી માટે સવલતો ઉપલબ્ધ કરવામાં આવી રહી છે. આ દોડમાં ભારત ઝડપથી આગળ વધી રહ્યું છે અને સ્ત્રીઓ માટે નોકરી હાસલ કરીને પુરુષોનો સાથ આપી રહી છે. પરંતુ આની સાથે આ કડવું સત્ય પણ સ્પષ્ટ રીતે સામે આવી ગયું છે કે વ્યક્તિની જરૂરિયાતની યાદી તો ક્યારેય પૂરી થઈ જ ન શકે. કારણ કે માનવીની અંદર મૂળ સ્વરૂપે વધારેમાં

વધારે પ્રાપ્ત કરવાની લાગણી એક બીમારીની જેમ વધતી જાય છે. તેની લાલસાની ભૂખ ક્યારે મટે છે ? ભૌતિકવાદના વર્તમાન યુગમાં માણસ જેટલું વધુ હાંસલ કરે છે તેટલો વધારે લોભી થતો જાય છે. જો પ્રકૃતિની દૃષ્ટિએ જોઈએ તો માણસને શાંતિ ત્યારે જ મળી શકે છે કે જ્યારે કમાણી (આવક) અને ખર્ચની ટકાવારી સંતુલિત હોય. જો એક સ્ત્રી ઘર-સંસાર ચલાવવામાં નિપુણ કે હોંશિયાર છે તો તે ઓછી કમાણીમાં પણ સંતુષ્ટ જીવન ગુજારી શકે છે. અને પોતાના કુટુંબને જરૂરિયાત મુજબ સાધન-સામગ્રી પૂરી પાડી શકે છે. આનાથી વિપરિત, જ્યારે સ્ત્રી અને પુરુષ બન્ને રોજગારની શોધ-ખોળમાં વ્યસ્ત થઈ જાય છે ત્યારે ખર્ચ સંભાળનાર કોણ બને છે ? માટે આવી પરિસ્થિતિમાં કમાણી તો ચોક્કસ બમણી હોય છે, પરંતુ એની સાથે-સાથે જ વ્યર્થ ખર્ચ અને વેડફવાની વૃત્તિ પણ વધે છે. મહિનાના અંતે આંવા લોકો ફરી કંગાળ થઈ જાય છે અને ક્યારેક તો દેવાદાર પણ.

ઈસ્લામે રોજગારનું મહત્ત્વ સ્વીકારવાની સાથે-સાથે આ સંદર્ભમાં એક ખૂબ જં સંતુલિત વ્યવસ્થા આપી છે. સ્ત્રીને રોજગારની જવાબદારીમાંથી એટલા માટે જ મુક્ત કરવામાં આવી છે કે જેથી તે એક જ તરફ ધ્યાન કેન્દ્રીત કરીને ઘર અને કુટુંબની જવાબદારીઓ અને ફરજો તરફ ધ્યાન આપી શકે. સ્ત્રી જ્યારે એક તરફી ધ્યાન આપીને ઘર સંભાળે છે ત્યારે ઘરમાં શાંતિ, સુમેળ, સલામતી અને ખુશીઓની વર્ષા થાય છે. આનાથી પણ વિશેષ તો આ વાત છે કે રોજગારની જવાબદારીમાંથી મુક્ત સ્ત્રી પોતાના પતિના માલ-ધનની માલિક હોય છે. એ માલ-ધનને વાપરવાનો તેને પૂરેપૂરો અધિકાર છે. તે પોતાની મરજી મુજબ તેમાંથી ખર્ચ કરી શકે છે. જો તે પોતે પણ માલદાર હોય તો પણ પુરુષની ફરજ છે કે તે તેણીનું ભરણ-પોષણ કરે. આમ ઈસ્લામી કુટુંબ વ્યવસ્થામાં સ્ત્રીને જબરદસ્તી નોકરી કે અન્ય કોઈ ધંધો અખત્યાર કરવા મજબૂર કરી શકાય નહિં. આ બાબત તેની પોતાની મરજી અને ઇચ્છા ઉપર આધારિત છે અને પરિસ્થિતિને અનુરૂપ તેને આ અંગે નિર્ણય કરવાની છૂટ છે.

સ્ત્રીએ નોકરી કરવી કે નહિં ? આ મહત્ત્વના પ્રશ્ન અંગે આજે કેવળ ભારત જ નહિં, સમગ્ર વિશ્વ ચિંતામાં છે. એક બાજુ તો તેની સંપૂર્ણ સ્વતંત્રતાની બાંગ પોકારાઈ રહી છે અને તેનું મૂળ ધંધાકીય સ્વતંત્રતાને બનાવવામાં આવી રહ્યું છે. એમ કહેવામાં આવી રહ્યું છે કે સ્ત્રી ધંધાકીય ક્ષેત્રે સ્વતંત્ર થઈને જ ખરા અર્થમાં સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકે છે. પરંતુ બીજી બાજુ એના માટે તેની પાસે મોટા-મોટા બલિદાનોની માગણી કરવામાં આવી રહી છે. તેની સામે વિવિધ કેરિયર, વિકલ્પો મૂકીને તેને

ખાત્રી અપાવવા પ્રયત્ન કરવામાં આવે છે કે તે કેરિયર માટે પોતાના કૌટુંબિક જીવનને કે પોતાના લગ્ન-વિવાહને જ મુલત્વી કરી દે અથવા ત્યજી દે. વિચિત્ર વાત તો એ છે કે, હવે લગ્નને એક કારણ વિનાનું બંધન બતાવીને રજૂ કરવામાં આવી રહ્યું છે જેમાં સ્ત્રીની સ્વતંત્રતા છીનવાઈ જાય છે. એના વિકલ્પમાં તેને જાત-જાતના બનાવટી (ખોટા) રસ્તાઓ બતાવવામાં આવી રહ્યા છે, જેના દ્વારા તે પોતાના જાતીય સંતોષની વ્યવસ્થા કરી શકે છે. આ જ નહિં, હવે તો તેને આનું પ્રોત્સાહન પણ આપવામાં આવી રહ્યું છે કે, તે લગ્ન વગર મર્યાદિત સમય માટે પતિ પસંદ કરી લે. બિન-વિવાહિત મા બનીને એકલા માતા-પિતા (Single Parenthood)ની મોજ માણે, એક પતિની ગુલામીમાંથી તે આવી રીતે પણ છુટકારો મેળવી શકે છે. કારણ કે તે પોતે પોતાનું ભરણ-પોષણ કરી શકે છે, મર્યાદિત સમયના પતિથી તેને બાળકો થાય તો તેમનું ઉછેર પણ તે કરી શકે છે; પોતાની મરજીની સ્વતંત્ર માલિક બનીને, એટલે લગ્ન-વિવાહની ઝંઝટમાંથી મુક્ત થઈને તે પોતાનું જીવન સ્વંય ગુજારે. પશ્ચિમી દેશોમાં આવી બધી બાબતોના અનુભવ થઈ ગયા છે અને થઈ પણ રહ્યા છે. માનસિક રીતે તેને તૈયાર કરવામાં આવે છે કે પતિ, બાળકો આ બધા બિનજરૂરી હોય છે, આ બધાથી તેના સ્વતંત્ર જીવનમાં ખલેલ પડે છે. માટે જો તે લગ્ન કરી પણ લે તો ફેમિલીનું પોતાની રીતે આયોજન કરે અને જો તે લગ્ન નથી કરતી તો પણ એવા ઘણા રસ્તાઓ છે જેને અપનાવીને કોઈની સાથે તે ''સુરક્ષિત જાતીય સંબંધ'' (Safe sex) જાળવી શકે છે. બજારમાં તેને નવા-નવા Contraceptives ઉપલબ્ધ છે જેનો ઉપયોગ સવિશેષ નવયુવાનો કરી રહ્યા છે જેથી તેઓ બિન-જરૂરી ગર્ભથી સુરક્ષિત રહી શકે. આનાથી એટલું જ નથી કે નવી પેઢી બરબાદ થઈ રહી છે પરંતુ જાત-જાતના રોગો પણ ફેલાઈ રહ્યા છે. વસ્તીની સરેરાશ ઘટતી જાય છે અને આ એક ગંભીર સમસ્યા છે, જેનો સામનો દુનિયા કરી રહી છે. આબાદીનો ઘટતો જતો દર એક ગંભીર કટોકટીની શરૂઆત છે. કેટલીક હદે જનગણના અને સમાજ-શાસ્ત્રના વિદ્વાનો આ કટોકટીને સમજી તો રહ્યા છે પરંતુ આનો કોઈ ચોક્કસ ઉકેલ તેઓ આપવા અસમર્થ છે. આ વલણ પણ મૂળ સ્ત્રીના નોકરી-ધંધાના યુગમાં જ શરૂ થયો. જો કે આપણા વિશાળ માધ્યમો દ્વારા જીવનમાં બિનજરૂરી મોજ-શોખનો વધારો થયો છે, પરંતુ આની સાથે-સાથે જ માણસ વિવિધ ગૂંચવણોમાં પણ ફસાતો ગયો છે. જ્યાં સ્ત્રી પરિણિત છે અને છતાં નોકરી કરવા તાત્પર છે ત્યાં આ પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે કે ઘરની જવાબદારી હવે પુરુષ સંભાળે, બાળકોની દેખ-રેખ પણ તે કરે, રસોડાના

કામ-કાજમાં તે ભાગ લે, બાળકોને ધવડાવવાને બદલે, દૂધની શીશી દ્વારા જ તૈયાર કરે, કારણ કે નોકરી કરનારી સ્ત્રીઓને પણ આરામ જોઈએ. આ વાતને ભાગ્યે જ પુરુષો માનવા તૈયાર છે. કારણ કે આમાં પુરુષોનો અહમ નડે છે. પછી ઘરની અંદર નાની-નાની વાતો ઉપર ઝઘડો, બોલાચાલી, અને મેણા પછી આગળ જતાં કૌટુંબિક ઝઘડાઓમાં વધારો થાય છે અને વાત-વાતમાં તલાક, અલગ રહેવાની (Separation) તેમજ કોર્ટ-કચેરી સુધી દોડવાનો વારો આવે છે. અને કૌટુંબિક વ્યવસ્થા અસ્ત-વ્યસ્ત થઈ જાય છે. આજનો માણસ પૈસા બનાવવાનું મશીન બની ગયો છે. લાગણીની હવે કોઈ કિંમત અને કદર બાકી રહી નથી. સગા-સંબંધો પણ હવે પૈસાના આધારે સચવાય છે. એટલે કે દરેક વ્યક્તિ હવે પોતાની જગ્યાએ સ્વાર્થી બની ગઈ છે.

સ્ત્રીની બળજબરીવશ નોકરીના સંદર્ભમાં આ બધી વાતો હવે એક જ બાબત તરફ નિર્દેશ કરે છે, અને તે છે સમાજની તબાહી-બરબાદી. દરેક સ્તરે એક જંગ છે જ્યાં સ્ત્રી અને પુરુષ એકબીજાની સામ સામે છે. અને સતત એક ટકરાવ ચાલી રહ્યો છે, જેમાં સ્ત્રી ઇચ્છા-અનિચ્છાએ ગમે તેમ એનો શિકાર બની જાય છે. દુનિયાના દરેક ક્ષેત્રમાં પુરુષની સર્વોપરિતા બાકી છે. માટે દરેક ક્ષેત્રની લગામ પુરુષોના હાથમાં જ છે. અને એટલા માટે આ દોડમાં પ્રયત્ન છતાં સ્ત્રી આગળ વધી શકતી નથી. પરિણામે ઘરની શાંતિ ખતમ થાય છે. બાળકો બગડે છે, સાંસ્કૃતિક, માનસિક અને શારીરિક દષ્ટિએ તેઓ કંગાળ અને અસભ્ય બની જાય છે. પશ્ચિમી દેશોમાં આના નમૂના જોવા મળી રહ્યા છે અને દુનિયાના અન્ય ભાગોમાં પણ જ્યાં પશ્ચિમની નકલ થઈ રહી છે, આ પરિસ્થિતિ બહુ જલ્દી જોઈ શકાશે.

ઇસ્લામની જીવન-વ્યવસ્થાની સંપૂર્ણતાને સામે રાખીને ઉક્ત હકીકતો અંગે વિચારવાથી જ આ વાત સ્પષ્ટ રીતે સમજાઈ જાય છે કે, કુર્આને સ્ત્રીઓને ધંધા-રોજગાર શોધવાની જવાબદારીમાંથી બાકાત રાખીને એના ઉપર કેવળ ઉપકાર જ નથી કર્યો બલ્કે સમગ્ર સમાજને છિન્ન-ભિન્ન થવાથી બચાવી લીધું છે. અને જ્યાં જરૂરતવશ સ્ત્રી રોજીની શોધમાં વ્યસ્ત પણ થાય છે ત્યાં તેની કેટલીક મર્યાદાઓ અને બંધનો પણ નક્કી કર્યા છે. જેથી સમાજનું સંતુલન પ્રભાવિત ન થાય. આ મર્યાદાઓનું પાલન કરવું સ્ત્રી માટે ફરજ છે. દા.ત. વાસ્તવમાં તે ઘરની વ્યવસ્થા સંભાળનાર છે, પતિના માલની રક્ષક અને પોતાના સંતાનોની દેખરેખ રાખનાર છે. માટે કોઈ એવા કામમાં વ્યસ્ત થવું એના માટે યોગ્ય નથી જેના કારણે તેની મૂળ જવાબદારીઓ પ્રભાવિત થાય.

કૌટુંબિક વ્યવસ્થામાં સ્ત્રીને પુરુષના તાબા હેઠળ રાખવામાં આવી છે. આનો અર્થ એ નથી કે પુરુષથી તેનું સ્થાન નીચું છે. આવું એટલા માટે કરવામાં આવ્યું છે કે કુટુંબની વ્યવસ્થા સચવાય, એમાં વિક્ષેપ ન પડે અને એટલા માટે પણ કે પુરુષને કહેવામાં આવ્યું છે કે તે સ્ત્રી પાછળ ખર્ચ કરે. કુર્આનમાં જ્યાં પતિ અને પત્નીને સહજાતીય કહેવામાં આવ્યું છે ત્યાં જ તેમના સંબંધોનો હેતુ પણ સ્પષ્ટ રીતે બતાવવામાં આવ્યો છે. સૂરઃ રૂમમાં છેઃ

''તેની નિશાનીઓ પૈકી આ છે કે તેણે તમારા માટે તમારી જ જાતિમાંથી પત્નીઓ બનાવી જેથી તમે તેમની પાસે આરામ મેળવી શકો અને તમારા વચ્ચે પ્રેમ અને દયા પેદા કરી દીધા.'' (સૂરઃ રૂમ-૨૧)

પુરુષને ઘરની દેખરેખ રાખનાર બનાવ્યો જેથી કુટુંબમાં એક વડાની હાજરીમાં તેની વ્યવસ્થા કાયમ રહે :

''પુરુષો સ્ત્રી ઉપર કવ્વામ છે. એટલા માટે કે અલ્લાહે એમનામાંથી એકને બીજા ઉપર શ્રેષ્ઠતા આપી છે. અને એટલા માટે કે પુરુષો તેમના પર પોતાનો માલ ખર્ચ કરે છે.''(અલ-કુર્આન)

પરંતુ આમ છતાં સૂરઃનિસામાં કુર્આને બન્ને દ્વારા પ્રાપ્ત માલ કે મિલ્કતને અલગ અલગ માલિકીનો હક આપ્યો છે.

''જે કંઈ પુરુષોએ કમાવ્યું, એ મુજબ એમનો ભાગ છે, અને જે કંઈ સ્ત્રીઓએ કમાવ્યું, એ પ્રમાણે એમનો ભાગ છે.''

ઈસ્લામના વ્યવસ્થાપનની પ્રકૃતિમાં છે કે બૂરાઈ અને ગંદકીને પ્રોત્સાહન અપાય એ પહેલાં જ એના પેદા થવાના માધ્યમોને જ બંધ કરી દે છે. સ્ત્રી પુરુષ હેઠળ છે એટલા માટે જ તે પોતાના પતિની આજ્ઞાથી જ નોકરી-ધંધો મેળવવાનો કોઈ પ્રયત્ન કરશે. આ પણ કુટુંબની સ્થાયી વ્યવસ્થા માટે જરૂરી છે. સાથે સાથે જ એક મર્યાદા આ પણ છે કે તે (સ્ત્રી) એવી કોઈ પ્રવૃત્તિમાં ભાગ નહિ લે જેમાં સ્ત્રીઓ અને પુરુષોનું ભેગા થવું અને સ્વતંત્ર મેળાપ એટલી હદે થતો હોય કે સ્ત્રી અને પુરુષ વચ્ચે કોઈ પડદો જ બાકી ન રહે. આ મર્યાદાઓની અંદર રહીને મુસ્લિમ સ્ત્રી તમામ ફાયદાકારક અને જાઇઝ કાર્યોમાં ભાગ લઈ શકે છે અને તેની કમાણી કે આવક પૂરેપૂરી તેની જ ગણાશે.

એવું નથી કે આ મર્યાદાઓ અમલમાં ન મૂકી શકાય એવી અથવા તો એટલી સખત છે કે એમના ઉપર અમલ કરવો મુશ્કેલ હોય. આવી મર્યાદાઓને સ્ત્રીઓ માન આપી તેને અનુસરતી રહી છે, અને આજે પણ ઈમાનવાળી સ્ત્રીઓ કરી રહી

છે. હઝરત મુહમ્મદ સ.અ.વ.ના યુગમાં તો આના અસંખ્ય દાખલા મળે છે; જ્યાં સ્ત્રીઓએ પોતાની જવાબદારીઓને અગ્રિમતા આપીને તેને અદા કરવામાં કોઈ ઉણપ રાખી નથી અને સાથે સાથે જરૂર પડી ત્યારે પોતાની આવડત અને પસંદ મુજબ કોઈ વ્યવસાય પણ અપનાવ્યો. અથવા વ્યાપાર કરી માલ કમાઈને, અને પોતાની મરજી મુજબ ખર્ચ પણ કર્યું, અથવા કોઈ હેતુ પાછળ (દા.ત. પતિની દીની ફરજો અને ધર્મોપદેશ કે ધર્મપ્રચારમાં વ્યસ્તતા) કુટુંબની સાર-સંભાળ (ભરણ-પોષણ)ની જવાબદારી પણ અદા કરી છે.

નબુવ્વતનો સમય આવા ઘણાં દાખલાઓથી સભર છે જ્યાં સ્ત્રીઓનું ખેતર કે બાગમાં કામ કરવું કોઈ બૂરાઈ ન ગણાતી. તેઓ ટોપલીઓ માથે ઊંચકતી, બજારોમાં પોતાનો માલ-સામાન વેચતી, એટલે સુધી કે ધર્મ-યુધ્ધોમાં જખ્મીઓને પાણી પીવડાવતી, તેમની દેખરેખ, સારવાર અને મલમ-પટ્ટી પણ કરતી જોવા મળે છે. જરૂર પડ્યે સ્ત્રીઓએ હથિયાર પણ ઉપાડ્યા છે અને યુધ્ધમાં પણ ભાગ લીધો છે. એ સમયે સ્ત્રી સ્વતંત્ર કે ભાગીદારીમાં ધંધો-વ્યાપાર પણ કરતી જોવા મળે છે અને તેનો કોઈ વાંધો લેતુ નથી. તે અમલી (Practical), સાહિત્યિક અને શૈક્ષણિક ફરજો પણ અદા કરતી અને પોતાની માલ-મિલ્કતની વ્યવસ્થા પણ કરવા સક્ષમ હતી. આ બધા કામોમાં તેના માટે કોઈ રોક-ટોક ન હતી. પવિત્ર હેતુઓ અને સત્કર્મો માટે સ્ત્રી સરળતાથી ઘરની બહાર પ્રયત્નો કરી શકતી હતી. જ્યારે હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રદિ.ના માસી જેઓ તલાક પામેલ હતાં, તેમણે જ્યારે પોતાના ઇદ્દત સમય દરમ્યાન જ પોતાના ખજૂરોના ઝાડ કાપી તેને વેચવાનો ઇરાદો કર્યો તો કોઈએ તેમને સખ્તાઈપૂર્વક ના પાડી. આ પ્રશ્ન લઈ તેઓ ઉકેલ પૂછવા હઝરત મુહમ્મદ સ.અ.વ. પાસે ગયા અને પૂછ્યું કે તેઓ એવું કરી શકે છે કે કેમ? ત્યારે હુઝૂર સ.અ.વ. એ તેમને જવાબ આપ્યો : " ખેતરમાં જાવો અને પોતાના ખજૂરોના વૃક્ષો કાપો (અને વેચો) આ રકમથી વધારે શક્યતા છે કે તમે સદ્કો, ખૈરાત કે અન્ય કોઈ ભલાઈના કામો કરી શકો. (આમ આ કાર્ય તમારા માટે આખેરતમાં મોટા બદલાનું નિમિત્ત બનશે)." *(અબૂ દાઊદ)*

આ પ્રકારની એક બીજી ઘટના બુખારી કિતાબુન્નિકાહમાં વર્ણવેલ છે જે નીચે મુજબ છેઃ "હઝરત અબૂબક્ર રદિ.ની પુત્રી અસમા રદિ. ફરમાવે છે કે હઝરત ઝુબૈર રદિ. જોડે એમના નિકાહ પછી તેઓ તેમના કામમાં સહકાર આપતા હતાં. સાથે સાથે ઘરનું કામકાજ પણ સંભાળતા હતાં. હઝરત ઝુબૈર રદિ. પાસે ન તો કોઈ નોકર હતો ન ઊંટ, એટલે અસમા રદિ. પોતે એમના ઘોડાને ચારો આપતાં,

પાણી પીવડાવતા અને પાણીની ડૉલ ભરતા હતા. અને તેમના ખેતરમાંથી ખજૂરના ઠળિયા ટોપલીમાં ભરીને લાવતા હતા.''

ધંધા-વ્યાપારના ક્ષેત્રમાં પણ નબવી સમયમાં સ્ત્રીઓ ખૂબ જ આગળ હતી. મોટા અને નાના બન્ને પ્રકારના ધંધા-વ્યાપારમાં સ્ત્રીઓનો ભાગ લેવો એક સામાન્ય વાત હતી. હઝરત ખદીજા રદિ. એક મોટા વ્યાપારી હતા, જેઓ પોતાના તમામ કામકાજને પોતે સંભાળતા હતાં અને વ્યાપારની વ્યવસ્થા કરતા હતા. હઝરત સૌદા રદિ. એક કાબેલ હસ્તકળાના નિષ્ણાત હતાં. ચામડાને સૂકવીને તેને શુધ્ધ કરવાનું કામ કરતાં, જેને આપણે આજની ભાષામાં ચામડાની ટેક્નિક (Leather Technology)ના નામે જાણીએ છીએ. હઝરત ખદીજા રદિ. એકી સાથે ઉપદેશક પણ હતાં અને ચિકિત્સક પણ. દીની જ્ઞાનમાં તેઓ પ્રવીણ હતાં અને ઇતિહાસ, કવિતા, સાહિત્ય અને પ્રશિક્ષણ કાર્ય પણ કરતા હતાં. હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રદિ.ના પત્ની કારીગરી કરીને પોતાનો, પતિનો તેમજ બાળકોનો ખર્ચ ઉપાડતા. એક દિવસ તેમણે હુઝૂરે અકરમ સ.અ.વ.ની સેવામાં હાજર થઈને અરજ કરી કે:

''હું એક કારીગર સ્ત્રી છું. વસ્તુઓ તૈયાર કરીને વેચું છું ( આમ હું તો કમાણી કરી શકું છું પણ) મારા પતિ અને બાળકોની (આવકનું કોઈ સાધન નથી) પાસે કશું જ નથી. તેમણે પૂછ્યું કે શું તેઓ તેમના ઉપર ખર્ચ કરી શકે ? તો હુઝૂર સ.અ.વ.એ જવાબ આપ્યો : હા, તમને એનો બદલો મળશે.'' *(તબકાત ઇબ્ને સઅદ)*

નબવી સમયમાં જે પ્રકારના ઇસ્લામી સમાજની સ્થાપના કરવામાં આવી તેમાં સ્ત્રી ઉપર કોઈ પ્રકારનું પ્રકૃતિ વિરુદ્ધનું દબાણ કે રોકટોક ક્યાંય જોવા મળતું નથી, ન તો તેના ઉપર કોઈ ખોટી મનાઈ લાદવામાં આવી. એ જમાનામાં જો કોઈક સ્થળે સ્ત્રી ઉપર જુલ્મ કે અન્યાય થતું અને કોઈ એને જોઈ જતું તો તેની જરૂર નોંધ લેતો, અને જો કોઈ ખરાઈ કરવા લાયક સમસ્યા ઉપસ્થિત થતી તો એ લોકો રસૂલ સ.અ.વ.નો સંપર્ક કરીને પ્રશ્ન પૂછતાં અને ઉત્તર મેળવી લેતા.

વિચારવાની વાત છે કે આજના યુગ અને નબવી યુગ વચ્ચે કેટલી સદીઓનો અંતર છે, છતાં એ યુગમાં જે પ્રગતિ અને ઉચ્ચ સ્થાન સ્ત્રીઓને પ્રાપ્ત હતું તે આજે ક્યાં છે? મુસ્લિમ સમાજ હોય કે બિન મુસ્લિમ સમાજ, બન્ને સ્થળે સ્ત્રીઓ માટે સરળતાથી પોતાનું સ્થાન બનાવવું, પોતાના વૈયક્તિક દરજ્જાની રક્ષા કરવા ઇજ્જત સાથે આગળ વધવાની તક એના નસીબમાં ક્યાં છે ? વાત ફક્ત એટલી જ છે કે આજના સમાજની લગામ પુરુષોના હાથમાં છે, અને પુરુષો ન તો પોતાના ''સ્વ''નું બલિદાન આપી શકે છે, ન તો પોતાનો સ્વાર્થ ત્યજી શકે છે. આજે જ્યાં

સ્ત્રી નોકરી કરે છે ત્યાં પણ તેને જાતીય ભેદભાવનો સામનો કરવો પડે છે. જ્યાં અભ્યાસ કરે છે ત્યાં પણ અને, જ્યાં ધંધો કરે છે ત્યાં પણ તેને મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. તેને અવાર-નવાર કામ કરવાના સ્થળ (Work Place)ની તકલીફ (Harrassment) સાથે સમાધાન કરવું પડે છે, મ્હેણા-ટોણા અને અનુચિત વાક્યો સાંભળવા પડે છે અને દરેક મુશ્કેલીમાં પણ સ્મિત કરવું પડે છે. છતાં તેને પુરુષો જેવી પ્રગતિ મળતી નથી. સ્ત્રીની અંદર એકલા પોતાનું કામ કરવાની હિંમત અને નીડરતા તો આવી ગઈ છે પરંતુ પુરુષોની દુનિયામાં તે હજી પણ મુકાબલો નથી કરી શકતી. પોતાની લાજ-શરમને તેણે ત્યજી દીધું છે તો પણ તે પુરુષની વાસનાથી બચવાની કોઈ યુક્તિ કરી શકી નથી. આજની સ્ત્રી ચોક્કસ પુરુષ બનીને જીવવાનું પ્રયત્ન કરી રહી છે પરંતુ પરિણામે તેને માનસિક અને શારીરિક યાતના, બેચેની અને પરેશાની જ મળી રહી છે. પોતાના સ્ત્રીત્વને કુર્બાન કરીને પણ તેને કશું જ ન મળ્યું. દરેક જગ્યાએ તેને યાતના અને હેરાનગતી (Harrassment)નો ભય રહે છે. આ ભયનો સામનો કરવા માટે તેણીએ પુરુષોના પોષાક અપનાવ્યા, પોતાની રક્ષાની કળા પણ શીખી, છતાં પણ તે સો ટકા સફળ નથી.

આજની સ્ત્રી પોતાનું સૌથી મોટું હથિયાર નોકરીને સમજે છે. મધ્યમવર્ગની સ્ત્રીઓ નોકરી દ્વારા પોતાના જીવનને કંઈક આકર્ષક પણ બનાવી લે છે. પછી એ કે નોકરી તેમને ઘરની બહાર નીકળવાનું બહાનું પણ આપે છે. એના દ્વારા તે મોજ-શોખની વ્યવસ્થા પણ કરી લે છે. માટે તે આના તરફ આકર્ષાય છે, પરંતુ આમ કરતાં તેઓ એક મોટી અજમાયશનો સામનો કરે છે. નોકરી કરતી સ્ત્રીઓ ફક્ત પોતાની ફરજ જ પૂરી નથી કરતી પરંતુ તેને પોતાના 'બોસ'ને રાજી કરવા કેટલીકવાર તેની જાતીય વાસનાને સંતોષવાનો ભોગ પણ બનવું પડે છે. આમ છતાં તેને વાત-વાતમાં પરેશાન કરવું, નોકરીમાંથી કાઢી મૂકવાની ધમકી આપવી, અથવા પગાર કાપી લેવું એ એના ઉપરી અધિકારીની ટેવ હોય છે. થોડાં બાહ્ય લાભ માટે આટલું મોટું નુકસાન ખરીદી લેવું એ ક્યાંની હોંશિયારી છે ?

આજનો નવો સમાજ પોતાને ગમે તેટલો ઉચ્ચ વિચારશૈલીવાળો માને પણ આ એક કડવું સત્ય છે કે સ્ત્રીની વ્યક્તિગત આવક ઉપર તેનો બિલકુલ અધિકાર નથી હોતો. તેની આવક વાસ્તવમાં તેના પતિની આવક છે. તે ઇચ્છે કે ન ઇચ્છે તેની આવક કે પગાર આવશ્યકપણે તેના કુટુંબના અન્ય લોકોની મિલ્કત થઈ જ જાય છે. કોઈપણ સમાજ હોય, ઈસ્લામ સિવાય અન્ય કોઈ પણ સમાજ તેની આવક કે વેતનને તેની સંપૂર્ણ મિલ્કત નથી ગણતો. ફક્ત અને ફક્ત ઈસ્લામમાં આ વાતનો અવકાશ છે કે સ્ત્રી પોતાની કમાણી ઉપર સો ટકા માલિકીપણાનો

અધિકાર ધરાવે છે. એને વાપરવાનો હક તેના પતિને પણ નથી. જ્યારે પતિની આવક કે વેતન ઉપર તેને પૂરેપૂરો અધિકાર છે. સ્ત્રીની આજીવિકા અંગેની સ્વાયત્તતાનું આનાથી ઉત્તમ ઉદાહરણ ક્યાં મળશે ? ઈસ્લામે સ્ત્રીના સન્માનની રક્ષા પણ કરી અને સાથે સાથે માલિકીપણાનો અધિકાર આપીને તેને વધુ બળ આપ્યું. જ્યાં સુધી મુસ્લિમ સમાજની વાત છે, તો જો તેમાં ખુલ્લે-આમ આ કાયદાનો અન્ય કાયદાઓની જેમ ભંગ થતો હોય તો તેમાં ઈસ્લામનો શો વાંક ? એનું તારણ એવું કાઢવું કે ઈસ્લામે સ્ત્રીઓને આજીવિકા ક્ષેત્રે કમજોર બનાવી દીધી છે ક્યાં સુધી સાચું કહેવાય?

આજીવિકા માટેના સંઘર્ષમાં આજની સ્ત્રી ખૂબ જ આગળ આવી ભાગ લઈ રહી છે, ભલે તે મુસ્લિમ હોય કે બિનમુસ્લિમ. પરંતુ મુસ્લિમ સ્ત્રીઓનું દુઃખ એ છે કે એમનામાંથી મોટા ભાગની જે થોડી શિક્ષિત થઈ જાય છે, તેઓ ઈસ્લામ અને ઈસ્લામી નિયમો પ્રત્યે વિચિત્ર લઘુતાગ્રંથીનો ભોગ બની જાય છે. આવું એટલા માટે થાય છે કે આવી સ્ત્રીઓને ઈસ્લામનું પૂરેપૂરૂં જ્ઞાન હોતું નથી, અથવા તો આમતેમથી સાંભળેલી વાતોને ઈસ્લામ સાથે જોડી દે છે. માટે આવી સ્ત્રીઓ જ્યાં પણ એક મુસ્લિમ સ્ત્રી તરીકે આગળ આવે છે તેઓ ઈસ્લામનું ખોટું પ્રતિનિધિત્વ કરે છે. તેઓ આ વિશે લાચારી વ્યક્ત કરે છે કે ઈસ્લામે સ્ત્રીઓને ધંધા-નોકરી ક્ષેત્રે પુરુષોની સાથે સ્થાન નથી આપ્યું. અને એ કે ઈસ્લામના કાયદાઓ અને નિયમો એટલા કડક છે કે એને અનુસરીને આધુનિક જગત સાથે સુમેળ સાધવો શકય નથી. વર્તમાન સમયમાં નમૂનારૂપ કોઈ મુસ્લિમ સમાજ પણ મળતો નથી કે જ્યાં સંપૂર્ણ સમતોલન અને સુરક્ષા સાથે ઈસ્લામી ઓળખને કાયમ રાખીને સ્ત્રીઓ નોકરી કરી શકે. અથવા પોતાનો કોઈ સ્વતંત્ર ધંધો શરૂ કરી શકે અથવા વ્યાપાર કરી શકે. દરેક સ્થળે સ્ત્રી-પુરુષ સ્વતંત્ર મેળાપને કારણે વિચિત્ર ગરબડ ઊભી થઈ છે. ગંદકી અને ચારિત્ર્યિક અધોગતિ છે. આવી પરિસ્થિતિમાં એક મુસ્લિમ સ્ત્રી માટે ઈસ્લામી પોષાક ધારણ કરીને, પુરુષોથી અંતર રાખીને અને મેલ-જોલ વગર કોઈ કામ કરવામાં ખૂબ જ તકલીફ પડે છે. આવી સ્થિતિમાં તે એવું જ સમજે છે કે સરળતા એમાં જ છે કે આધુનિક સમયનો સાથ આપે અને ઈસ્લામને બાજુએ મૂકી દે. આમ કરતાં તે દીનથી તો દૂર જ થઈ જાય છે અને દુનિયા પણ તેને કેટલી મળે છે એ આપણે જોઈ લીધું છે. છેવટે હવે મુસ્લિમ સ્ત્રીએ એ વિચારવાનું અને સમજવાનું છે કે તે આજીવિકા પ્રાપ્ત કરવા એવી કઈ રીત ઉપર અમલ કરે જેનાથી તેની ઓળખ જોખમાય નહિ અને સાથે-સાથે તેને કોઈ શ્રમ કે આવકનો અવસર પણ મળી રહે.

આજની શિક્ષિત કે અભ્યાસ કરતી સ્ત્રી સામે આ યુગનો સૌથી મોટો પડકાર

આ જ છે કે તે દીનના તકાદાઓ, તેની મર્યાદાઓ અને તેના કાયદા-કાનૂનને સલામત રાખી કોઈ કામ કરે, તેને સુરક્ષિત રાખવા તે અંતિમ શ્વાસ સુધી પ્રયત્ન કરે. ભલે આ કામમાં તેને ગમે તેટલો ભય કેમ ન હોય. આના માટે સૌ પ્રથમ કામ જે ખૂબ જ અગત્યનું છે તે એ છે કે તે ઇસ્લામના સ્વભાવ (મિજાજ)ને સમજે. ઇસ્લામના નીતિ-નિયમો અને કાયદાઓની હકીકતને સમજે અને એ જુએ કે મર્યાદાઓ અને નીતિ-નિયમોમાં તેના માટે કયા ફાયદાઓ છુપાયેલા છે. ખુલ્લામનથી જો તે ઇસ્લામનો અભ્યાસ કરશે તો તેની સમક્ષ ઇસ્લામની હકીકત સ્પષ્ટ રીતે આવશે. આના માટે કુર્આન અને હદીસનો અભ્યાસ આવશ્યક છે. સાથે સાથે આ સંદર્ભમાં વિવિધ લેખકોના પુસ્તકો પણ વાંચવા જરૂરી છે. વર્તમાન સમયમાં સ્ત્રીઓને આ ક્ષેત્રે કઈ તકલીફો છે, એના વિશે લગભગ રોજ વિવિધ વર્તમાનપત્રો, સામયિકો અને મેગેઝીનોમાં લેખો પ્રસિધ્ધ થતાં જ રહે છે. એ બધાથી વાકેફ થવું એટલા માટે જરૂરી છે કે તુલનાત્મક અંદાજ કાઢવામાં સરળતા રહે. મુસલમાન સ્ત્રીઓ માટે હલાલ અને હરામનો ફરક અને આ સંદર્ભે અલ્લાહતઆલાનું ફરમાન એવી બાબતો છે જેને જાણવું-સમજવું અગત્યનું છે. ઇસ્લામે સ્ત્રીઓના વ્યક્તિગત સ્થાનને કેવી રીતે જાળવ્યું છે એની સ્પષ્ટ કલ્પનાને પણ સમજવી પડશે. જેથી પોતાના સ્વાભિમાન અને આત્મગૌરવને સુરક્ષિત રાખવાનું જ્ઞાન એમનામાં પેદા થાય.

જ્યાં પણ સ્ત્રીઓએ સભાન અવસ્થામાં ઇસ્લામને અપનાવ્યું છે તો એની સંતુલિત વ્યવસ્થાને કારણે જ. આવી સ્થિતિમાં યુરોપ, અમેરિકા જેવા દેશોમાં જ્યાં સૌથી વધુ નિર્લજ્જતા ફેલાયેલી છે, સ્ત્રીઓ મોટી સંખ્યામાં પ્રભાવિત થઈ રહી છે અને વધુ ને વધુ મોટી સંખ્યામાં ઇસ્લામ તરફ તેમનું આકર્ષણ વધી રહ્યું છે. એવી સ્ત્રીઓના જીવન પ્રસંગો; ઇસ્લામ વિશે એમના દૃષ્ટિકોણ, પડદા અને સ્ત્રીઓના હક્કો વિશે એમના વિચારો જાણવાની કોશિશ પણ થવી જોઈએ. જીવન માટે ધનનું મહત્ત્વ છે, પણ ધનથી વધારે મહત્ત્વપૂર્ણ એ વિચારો અને દૃષ્ટિકોણ છે જેને અપનાવીને એક સ્ત્રી સ્વમાનભેર જીવન જીવી શકે છે. આ વાત મુસ્લિમ સ્ત્રીઓ સારી રીતે સમજી જાય તો તેઓ પોતાના જીવનનું પણ એક નિયમન બનાવી શકે છે.

એવું માનવું ખોટું છે કે સ્ત્રીઓ ઇસ્લામી મૂલ્યોને કાયમ રાખીને અલ્લાહે બતાવેલ મર્યાદાઓનું પાલન કરીને નોકરી નથી કરી શકતી. આધુનિક યુગમાં એવા સેંકડો ઉદાહરણો મળી શકે છે જ્યાં મુસ્લિમ સ્ત્રીઓ ઇસ્લામી સામાજિક જીવન વ્યવસ્થાને અપનાવીને સ્વમાનભેર આગળ વધી રહી છે. અને એ સાબિત કરી રહી છે કે

આવા મૂલ્યોને કાયમ રાખીને કોઈ સ્ત્રી સારામાં સારૂં કામ કરી શકે છે. પાકા ઈમાન અને દઢ નિશ્ચિયવાળી સ્ત્રીઓએ એમની સમક્ષ આવેલ તમામ મુશ્કેલીઓનો મુકાબલો પણ હિંમતભેર કર્યો છે.

ભલે જરૂરત માટે હોય કે પછી પોતાની આવડતને બાકી રાખવા માટે, મુસ્લિમ સ્ત્રીની એ ફરજ છે કે એ જે પણ વ્યવસાય અપનાવે તે કુર્આન અને સુન્નતે બતાવેલ હલાલ માર્ગે અપનાવે. મુસલમાનોને હલાલ રિઝ્ક (આજીવિકા)ની તાલીમ આપવામાં આવી છે, અને હલાલ કમાણી ઓછી પણ હોય તો તેનાથી સંતુષ્ટ રહેવું જ મુસલમાનોનો સ્વભાવ રહ્યો છે. મુસલમાન સ્ત્રીએ એવી નોકરી માટે પ્રયત્ન કરવો જોઈએ જેમાં તે ઈસ્લામી મર્યાદાઓને કાયમ રાખીને કામ કરી શકે. હવે તો નોકરીમાં પણ ઘણાં વિકલ્પો (Options) આવી ગયા છે જેના લીધે સ્ત્રીઓ સરળતાથી પોતાની કૌટુંબિક ફરજોને પ્રભાવિત કર્યા વગર ભાગ લઈ શકે છે. ઘણાં કામો એવા પણ છે કે જેમાં ઑફિસે જવાની જરૂર રહેતી નથી. ઘેર બેઠાં-બેઠાં જ નોકરીનું માધ્યમ અપનાવીને સ્વાવલંબી થઈ શકાય છે. આ પ્રકારની રોજીના માધ્યમો અંગે વિચારવાની જરૂર છે. પુસ્તક અને સાહિત્ય લેખન ક્ષેત્રે પણ રચનાત્મક સાહિત્યની તૈયારીમાં મુસ્લિમ સ્ત્રીઓ પોતાની કાબેલિયત બતાવી શકે છે. કૉમ્પ્યુટર અને ઈન્ટરનેટ ક્ષેત્રે પણ આવા કામો થઈ શકે છે, જેમાં સ્ત્રીઓ પડદામાં રહીને આસાનીથી ભાગ લઈ શકે છે. કન્યાશાળા, કૉલેજ, યુનિવર્સિટી તેમજ દવાખાનાઓમાં સ્ત્રીઓ માટે અમૂલ્ય તકો છે. બલ્કે આવા ક્ષેત્રોમાં તો સ્ત્રીઓની જ જરૂરત હોય છે. ધંધા-વ્યવસાયની તકો પણ સ્ત્રીઓ માટે ઘણી છે, ભલે તે નાના પાયાનો વ્યવસાય (Small Scale Industries) હોય કે મોટા પાયાનો. હવે તો પશુપાલન અને ડેરીઉદ્યોગ જેવા ઘણા વ્યવસાયોનો ખૂબ સારો વિકાસ થયો છે જે સ્ત્રીઓની પ્રકૃતિને પણ માફક આવી શકે છે.

આજની મુસ્લિમ સ્ત્રીને એ સારી રીતે સમજવું પડશે કે પશ્ચિમની નિરંકુશ સ્વતંત્રતા તેના માટે કોઈ પણ દૃષ્ટિકોણથી લાભદાયી નથી. પશ્ચિમની સ્ત્રી સ્વતંત્રતાનો વિચાર પણ એક તદ્દન પોકળ દાવો છે. આ સ્ત્રીને ખોટા માર્ગે ચઢાવીને તેની મૂળ શક્તિ એટલે કે સ્ત્રીત્વને ઝૂંટવી લેવા સિવાય કશું જ નથી. અને જો સ્ત્રી પાસેથી તેનું સ્ત્રીત્વ જ ઝૂંટવાઈ જાય તો પછી તેની પાસે બાકી જ શું રહે છે?

આજે મુસ્લિમ સ્ત્રીને ઈસ્લામ અને અન્ય ધર્મોનો તુલનાત્મક અભ્યાસ પણ કરવો પડશે જેથી તેઓ પોતાના મિત્ર અને શત્રુને ઓળખી શકે અને કોઈના પ્રપંચમાં ફસાય નહિં કે જ્યાં જાતીય કે માનસિક શોષણની શક્યતા હોય. કેટલીક વાર મુસ્લિમ સ્ત્રીઓ કોઈ સખત મજબૂરીવશ્ કે પ્રભાવિત થઈને એવો ધંધો

અખત્યાર કરી બેસે છે કે જ્યાં પાછળથી તેમને ઘણી જ મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. તેણે એ નિર્ણય કરવો પડશે કે તેને દુનિયાના ચાર દિવસના લાભો જોઈએ કે પછી દીન અને ઈમાનની કાયમી સફળતા. આ વાત નક્કી થઈ જાય છે ત્યારે કોઈ જાતની પરેશાની થતી નથી. શરીઅતના આદેશોમાં જે મર્યાદાઓ તેના માટે નિશ્ચિત છે એને તે કોઈ પણ હાલતમાં ઓળંગી શકતી નથી. કારણ કે એનું ઈમાન એ વાત અંગે મજબૂત હોય છે કે એને એના દરેક અમલનો જવાબ ખુદા સમક્ષ આપવાનો છે.

આ વાત પોતાની જગ્યાએ નિશ્ચિત છે કે રોજી (આજીવિકા)નો માલિક અલ્લાહ તઆલા છે. એ જેને ઇચ્છે અને જેટલું ઇચ્છે તે આપશે. અને જેનાથી ઇચ્છે તેનાથી છીનવી પણ લેશે. અલ્લાહતઆલાએ શરીઅતના આદેશો સાથે હલાલ અને હરામ વચ્ચે ભેદ કરવાની ક્ષમતા પણ માણસને આપી છે. અને હલાલ રોજી પ્રાપ્ત કરવાના દરવાજા આપણી સમક્ષ ખુલ્લાં છે. જરૂરત આ વાતની છે કે આપણે એ દરવાજા સુધી પહોંચવાનો પ્રયત્ન કરીએ. અને એ મોકા અને તકને ઝડપી લેવાની કોશિશ અને સંઘર્ષ કરીએ જે આપણા માટે છે અને ખોટા માર્ગ ત્યજી ખરા માર્ગ અપનાવીએ તો જ અલ્લાહ પણ આપણાથી રાજી અને ખુશ થશે અને જીવન પણ આપણા માટે સલામત અને શાંતિમય બની રહેશે. અને પ્રમાણિક રોજી મેળવવાની તકો અને અવસરો પણ પ્રાપ્ત રહશે. ઇન્શાઅલ્લાહ.

